॥ ॐ श्री-नमश्चंडिकायै ॥

# શ્રી બ્રહ્માણી માતાજીના

## ગાયનો તથા ભજન.

ભાગ ૧ લો.

લેખક,
શા. મંગલદાસ દામોદરદાસ.
મુકામ—આંબલીઆરા.
(ગુજરાત)

પ્રસિદ્ધ કરનાર,
શા. મંગળદાસ દામોદરદાસ.
મુકામ—આંબલીઆરા.

પ્રત ૨૫૦. પ્રથમાવૃત્તિ.

સંવત ૧૯૭૦. સને ૧૯૧૪.

શ્રી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા સોમાલાલ મગળદાસે છાપ્યુ.
પાંચકુવા—અમદાવાદ.

કીંમત ૧ આનો.

॥ ॐ श्री–नमश्चांडिकायै ॥

# શ્રી બ્રહ્માણી માતાજીના ગાયનો તથા ભજન.

## ભાગ ૧ લો.

લેખક,

શા. મંગલદાસ દામોદરદાસ.

મુકામ—આંબલીઆરા.

( ગુજરાત )

પ્રસિદ્ધ કરનાર,

શા. મંગળદાસ દામોદરદાસ.

મુકામ—આંબલીઆરા.

પ્રત ૨૫૦. પ્રથમાવૃત્તિ.

સંવત ૧૯૭૦. સને ૧૯૧૪.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમા શા. સોમાલાલ મગળદાસે છાપ્યું.

પાચકુવા—અમદાવાદ.

કીંમત ૧ આનો.

## શ્રી બ્રહ્માણી માતાજીનાં ગાયનો તથા ભજન.

### શ્રી અંબીકા પ્રસન્ન.

#### સ્તુતિ.

( પ્રારંભે વીનતી કરૂં ગણપતી-એ રાગ. )

જયજય શ્રી બ્રહ્માણી માત હું પાએ પડુ તાહરા,
મમ દોષ રોશ મન શોશ પરહરીને શરણે લીઓ તાહરા;
નીરગુણ રૂપે નીર્મળા નહી કદી આદિ મધ્યે અંતમાં,
સાચા સગુણ ઉપાસકોના ઉરમાં ઉપજે સદા સંતમાં;
પડીત કવીજન કે ગણુા મથીમરે સ્તોએ નહીતુ મળે,
પ્રેમી સાચા ભક્તાના વશ થઇ હરનીશ તું દુ.ખડા દમે;
આપો બુદ્ધિ અથાગ માત નીર્મળી કાપો કુબુદ્ધિ નળી,
સેવકને નીજ દાસ ખાશ ગણીને શરણે લીયો માતુશ્રી;

#### દોહરો.

યાચુ યાચુ આપને, બ્રહ્માણી મુજ માય;
તારા ગુણ ગાવા થકી, પાતક દુર પળાય;
ગાંડો ઘેલો બાળ હુ, અપરાધી છુ માય,
ઉગારો કૃપા કરી કરો સેવકને સાહ્ય.

#### ( ક્ષત્રી કલંક )

શુણ શુણ બ્રહ્માણી માત સ્વરૂપ જોઇ થાવુ રાજીરે.
રૂપ ગણુ દીસે છે ખરેખાત. ,,
પારસ પીપળો સામો સોભે. ,,
તે જોવા મુજ મન લોભે. ,,

તારી નોબત અતીશે ગાજે. ,,
માતુ મંડપ માહી બીરાજે. ,,
વાઘ ઉપર કીધી છે તુજ સ્વારી ,,
ચુંદડી બહુ સોભે માજી તારી. ,,
કીધી કૃપાળે આડ સુદીર ,,
બહુ ઓપે છે તારૂ મદીર ,,
હેતે કરી ગાય છે તારો બાળ ,,
તુજ સેવકની કરો સભાળ ,,

( બનજારો રાગ )

તમે સાભળો બ્રહ્માણી આજે. આવ્યો સેવક દરશન કાજે.
આપો પ્રેમ ધરી દરશન, તેથી ખુશી થાએ મારૂ મન.
તારી નોબત ગણેરી ગાજે મા તુ મડપ માહી બીરાજે,
તમે સાભળો બ્રહ્માણી આજે.

તુને જગત જનુની ધારૂ, પ્રગટયા છો ભક્તો સારૂ
શીર ઉપર મુગટ તો છાજે, માતુ મંડપ માહી બીરાજે
તમે સાભળો બ્રહ્માણી આજે.

ચડ મુડને નખ્યા મારી, કીધી કેસરી ઉપર સ્વારી;
એમ લીધાતા સેવક કાજે, માતુ મંડપ માહી બીરાજે
તમે સાભળો બ્રહ્માણી આજે.

તારા દરશનથી દુખ જાએ, તારી સ્તુતી જેજન ગાએ,
તે તરસે સાગર સેજે, મા તું મંડપ માહી બીરાજે,
તમે સાંભળો બ્રહ્માણી આજે.

દાસ ગાય છે સ્તુતી હાસેથી, તમે શરણે રાખો ખાંતેથી,
એવી વાણી વદુ છુ આજે, માતું મંડપ માંહી બીરાજે,
તમે સાભળો બ્રહ્માણી આજે.

(અરે શું માનવને અભીમાન—એ રાગ)

અરે આ દીનજનનો પોકાર માત જરી સાંભળોરે,
કહું હુ કરગરી વારંવાર, વારે વહેલા ચડોરે;
વારે વહેલા ચડોરે, સેવકને સાહ્ય કરોરે. અરે
સોભા સારી માતા તારી,
ખામીરે... ....નથી;
તારા માટે માજી હુ તો
મરૂરે...........મથી.
રાખો તુજ શરણે માત. અરે
માતાજી તમારા વીના, મુજને કોણ ઉગારશે
ધારૂ છુ એવુ મન વીશે, તું પાપમાથી તારશે;
કહે છે શેવક મંગલદાસ, અરજ ઉરમા ધારજો,
સર્વે સેવકો માજી તમો, શરણે તમારે રાખજો. અરે.

લાવણી.

સામા બીરાજો પોતે સૃષ્ટિની માતા,
હરખીને સેવકો સ્તુતી તારી ગાતા.
મંડપ તમારો સારો શોભે માજી;
ગઇએ તમારા ગુણ થઇને રાજી.
લળીલળી લાગીએ પાય હેત કરીને,

દાસ જાણી માજી મહેર કરો સેવકને.
સદા સેવક ઉપર સાહ્ય તમો રહેજો,
દારીદ્ર દુઃખ સર્વે મ્હારા દુર કરજો
મોટુ છે બહુ તુજ નામ માત બ્રહ્માણી,
દઇતો માર્યા ધારી ત્રીશુળની પાણી.
રહીએ સ્વરૂપ આપનુ જોઇને રાજી,
આંબલગઢમા બીરાજો તમે માજી.
બહુ શોભે છે શીરપરે મુગટ રઢીઆળો,
લીલી ચુંદળી ઉપર કસબ દીસે રૂપાળો.
આરતી થાય છે સાંજ અને સવારે,
રાજી થઇને મા આવે સેવકો પારે.

## ( પુનમની ચાંદની— એ રાગ. )

ચાલો મિત્રો સરવે ગાવા ગુણ માજી તણારે,
માનો મંડપ શોભે છે બહુ આજ.
જોવા નીત જઇએ રૂડી બ્રહ્માણી માતનેરે.
માએ ત્રીશુળ તલવાર કરે ધર્યારે;
પોતે થયા છે વાઘ ઉપર અસવાર. જોવા.

## સાખી.

દરશન કરીએ માતના, રૂડા ગાઇએ ગીત,
હેતે હળીમળી આવીએ, મનમા ધરીને પ્રીત.
મનમાં ઉલ્હાસ લાવી, માને પાએ નમોરે.
તેથી જાય બધુ દારીદ્ર અને દુઃખ. જોવા.

## સાખી

ધર્મશાળા સારી દીપે, દીપે તેનો ચોક,
રૂપ ઘણું માનું દીપે, દીપે માનો ગોખ.
ઘણો ભાસે છે શીરપરે મુગટ સોહામણોરે;
બહુ ગાજે છે ઝાંઝરનો ઝણુકાર. જોવા.

## સાખી.

ભાવ થકી જે જન ભજે, જગત જનુની માય,
સંકટ તેના કાપશે ને થાશે તેને સાહ્ય.
કુહે છે સેવક મંગલદાસ, ગણા પ્રીતથીરે;
રાખો તમ શરણુમાં દાસ જાણી માત. જોવા.

## સાખી.

ગાય શીખેને સાંભળે, કરે ધર્મનાજ કામ;
અધર્મને અળગો કરી, ભણે માતાનુ નામ.
તે ભવસાગરમા સેજેથી તરી જશેરે
એવી વાણી વદે તુજ સેવક આવી પાસ. જોવા

## (તાલ લાવણી—એ રાગ.)

રોજ રોજ ભજવુ તારૂ નામ તારૂ નામ મારા માતરે,
ભાવ થકી મુને શરણે રાખો હોજી.
માજી બ્રહ્માણી મોરી, જગત જનુની માતા;
ભકતોને કીધા છે તે કામ તેં કામ તેં કામરે. ભાવ.
હાથમા તો ત્રીશુળ ધારી, સાગર માંહે વહાણ તારી,
ભકતો ઉગાર્યા મારી માત મારી માત મારી માતર. ભાવ,

માતાજી તમારી ગતી, કોઇ નવ જાણેરે;
એવી ગતી છે માજી તારી માજી તારી માજી તારીરે. ભાવ.

## ભુજંગી છંદ.

કરીએ સેવ માજી તમારી હમે તો,
કરૂણા કરી દાસ સામુ જુવો તો;
બહુ પ્રેમ આણી નમુ તુજ ચરણે,
દયા લાવીને માજી રાખો હો શરણે. ૧
ગળે એરખી બહુ સોભે છે સારી,
શીર ઉપરે દીપે મુગટ ભારી;
ધરી ભાવ આવ્યો સેવક દરસણે,
દયા લાવીને માજી રાખો હો સરણે. ૨
સુબુદ્ધિ આપીને કુબુદ્ધિ વિસારો,
સદા પાપી દુષ્ટોને માજી સંહારો;
જરા માજી જુઓ રેગાડી નયણે,
દયા લાવીને માજી રાખો હો સરણે. ૩
માજી તેં કીધી છે વાઘ પર સ્વારી,
તેથી રૂપ દીસે છે બહુજ ભારી;
ચંડ મુંડ દુષ્ટો તે પામાડ્યા મરણે,
દયા લાવીને માજી રાખો હો સરણે. ૪

## ગરબો.

બ્રહ્માણીમા તુજને લાગુ પાયકે, માજી મહેર કરોરે લોલ.
બ્રહ્માણીમા આબલગઢમાં બીરાજ્યા કે, ગપ્ઇએ ગુણ તાલ્હરારે લોલ.
બ્રહ્માણીમા હું છુ તારો બાળ કે, માજી અજ્ઞાની છુ રે લોલ.

બ્રહ્માણીમા મુજને રાખો પાસકે; ભાવ થકી મન વીશેરે લોલ.
બ્રહ્માણીમા છત્ર શોભે તુજ પરેકે, ચુંદડી બહુ દીપેરે લોલ.
બ્રહ્માણીમા વાઘ્ર ઉપર કરી સ્વારીરે, તલવાર કરે ધરીરે લોલ.
બ્રહ્માણીમા ખપર જાલ્યુ હાથ કે, રાક્ષસો મારીનેરે લોલ.
બ્રહ્માણીમા આવ્યો પ્રભુ દરસન કાજે કે, મનમા હાસ લાવીરે લોલ.
બ્રહ્માણીમા ( તુજ ) કીરતી બધે ફેલાણી કે,
આવે સહુ તુજ પારેરે લોલ.
બ્રહ્માણીમા આવે જે નરને નાર કે તેણે સુખી રાખજોરે લોલ.
બ્રહ્માણીમા સેવકોને કરી સહાય કે દુષ્ટો મારીયારે લોલ.
બ્રહ્માણીમા તુજ તેજ ઘણું દીપે કે, જાણે ચંદ્ર ઉગીયોરે લોલ.
બ્રહ્માણીમા રમવા ગરબે આવો કે, માતાઓ હળી મળીરે લોલ.
બ્રહ્માણીમા તુજ સ્તુતિ. જે જન ગાય કે.
તેને માજી પ્રસન થજોરે લોલ.
બ્રહ્માણીમા કહે તુજ સેવક આજ કે, સરણે રાખજોરે લોલ.
બ્રહ્માણીમા ભુલ ચુક કરજો માફ કે, સેવક જાણીનેરે લોલ.

## ( મોહનજી મથુરાં નવ જાશોરે—એ રાગ )

અકળ જય વિજય માત મારીરે, અકળ જય વીજય માત મારી
આધ્ય શક્તિ બીરાજો અત્રે માતા બ્રહ્માણી અકળ જય
નીવાસ તો આપે અત્રે કીધોરે નીવાસ તો આપે અત્રે કીધો.
કેશરીસીંહજીની હદમાં બીરાજી માએ જશ જાજો લીધો અકળ જય.
સેવે સીવ સનકાદીક જોગીરે, સેવે સીવ સનકાદીક જોગી,
બ્રહ્મા વીષ્ણુ ભજન કરે શીવ જોગીને ભોગી અકળ જય.

ઉત્તરમાં ઉમીયાના સ્વામીરે, ઉત્તરમા ઉમીયાના સ્વામી
દક્ષિણુ બાજુએ નીલકંઠેશ્વર, ઉર અંતરયામી અકળ જય.
પૂર્વમાં બહુચર બળ ધારીરે, બહુચર બળધારી
પશ્ચિમ બાજુએ હનુમંત બંકા, શરીતા કીનારે અકળ જય.
ચાર બાજુએ ચોકી સારીરે, ચાર બાજુએ ચોકી સારી
વચ્ચે આપ બીરાજ્યાં માતા, સું કહું વીસ્તારી અકળ જય.
સુંભ નીસુભને સહારીરે, સુંભ નીસુભને સહારી
સાત થયાં મા સ્રષ્ટીમા, મધુ કૈટભને મારી અકળ જય.
નામ તુજ નારાયણી સાચુ રે, નામ તુજ નારાયણી સાચું
નીશદીન ભક્તિ આપો મૈયા, એટલુ હું યાચુ અકળ જય.
દૈતનો દાટ બહુ વાર્યોરે, દઇતનો દાટ બહુ વાર્યો
મહીસાસુર મહીપતી રાક્ષસનો, તેને પણ માર્યો અકળ જય.
દુખીના દુખ સહુ હરજોરે, દુખીના દુખ સહુ હરજો
રોગી નીરોગીને આશ આપની સાહ્ય તમે કરજો અકળ જય.
વદે મુખ માહાસુખ મન મેલીરે વદે મુખ મહાસુખ મન મેલી.
દુખ હમારા દુર કરો મમ અરજી છે છેલ્લી. અકળ જય.

( હો રાણાજી રામની સંગાથે રાડ ન કીજીએ-એ રાગ. )

હો ભાઇઓ તમે હેતે હળી મળી, ગાઓ ગુણ માજી તણા,
છે અગમ અપાર દરશન કરવા લોક આવે અતી ઘણા;
એ છે જગત જનુની બ્રહ્માણી, તેને જગમા બધાએ જાણી
એની કીરતી બધે ફેલાણી. હો ભાઇઓ તમે.
પાપી રાક્ષસો એને મારીયા, ઘણા ભકતો તેણે તારીયા,

પછી આંબલગઢમા પધારીયાં          હો ભાઇઓ તમે.
સુભ મુગટ સોભે શીરપરે, તેના સેવકો છત્ર માથે તો ધરે;
માજી મહેર કરશે આપણા ઉપરે.     હો ભાઇઓ તમે.
માએ સક્તિ ઝાલી છે હાથ વીશે,
તેથી રૂપ કળીત અકળીત દીસે
ખુશી થઇને માજી દરશન દેશે.      હો ભાઇઓ તમે.
માને પાએ ઝાઝર વાગે છે, ધ ટ નાદ અતીસે ગાજે છે.
માજી મંડપ માંહી બીરાજે છે.     હો ભાઇઓ તમે,
વદે તુજ સેવક માજી પ્રીતે, માની જય બોલો એક ચીતે,
માના ગુણ ગાજો તમે નીતે.        હો ભાઇઓ તમે.

## સંકટ કોણ નીવારે નાથ વીના સંકટ કોણ નીવારે-એ રાગ.

દુખડા કોણ નીવારે. માજી વીના દુખડા કોણ ઉગારે.
ધર્મ પુન્ય અમે નથી કીધા, આવ્યા શરણે તમારે,
તુજ વીના માજી આ બાળકોને, સંકટ કોણ નીવારે.    માજી
અમે બાળકો અલ્પ મતિના, માજી છીએ આવારે;
માટે કૃપા કરી અમને તારો, દયા લાવી રાખો પારે.    માજી.
માજી અમો આવીએ તુજ દ્વારે, દરશન કરવા કાજે,
ભાવ થકી તુજ ભક્તિ કરીએ, તેવુ માગીએ આજે.    માજી.
દુષ્ટો સરવે સંહારી માજી, થયાં સેવકોને વારે;
ચડ મુડને તે સહાર્યા, માર્યા ત્રીશુળની ધારે.    માજી.
મગળદાસ માગે છે પ્રીતેથી, શરણે રહેવા તુજ પાસે;
માજી અમો આવીએ તુજ દ્વારે, તુજ ગુણ ગાવાની આસે. માજી.

**અવતારી છો ગીરધારી તમપર વારી ઓ સુખકારી-એ રાગ.**

અરે માતા હો મારી, રૂપ છે ભારી,
કુબુદ્ધિ નીવારી, સુબુદ્ધિ આપો માત.
અલ્પ બુદ્ધિ અમો બાળકો, સ્તુતિ કરીએ આજ;
વીનતી સુણી તુજ દાસની, મા કરો સેવકનાં કાજરે. અરે.
મહીશાસુર મહીપતિ રાક્ષસ, મહીનગરીનો રાજ,
તેણે પણ મા તેં સહાર્યો, કરવા ભકતોના કાજરે. અરે.
વીમળશાને તેં માજી તાર્યા, તાર્યા ગોપગોવાળ;
તેવી રીતે મુને તારશો, મા જાણી તમારો બાળરે. અરે.

**નારાયણનું નામ લેને તું પ્રાણીરે-એ રાગ.**

બ્રહ્માણીનુ ધ્યાન ધરી લે તુ પ્રાણીરે,
તેને જગમા બધાએ જાણી. બ્રહ્માણી
એ છે સૃષ્ટિ તણી રચનારીને,
સકટ આવેથી લેશે ઉગારીરે;
માટે ભજો સહુ નરનારી. બ્રહ્માણી.
વાસ આબુલગઢમા કીધોરે,
દંડ ઘણો દઇતોને દીધોરે;
મારકંડ મુનીને ઉગારી લીધો. બ્રહ્માણી.
ભજે ભવસાગર જાશો તારીરે,
ના ભજે નરકે જાસો નરનારીરે,
પછી નથી ઉગરવાની બારી. બ્રહ્માણી.
માત તાત અને બેની તારીરે,
મિત્રભ્રાત અને તુજ નારીરે;

મરણુ પાસે દેશે વીસારી. બ્રહ્માણી.
વદે દાસ મંગળ પ્રીતેથીરે,
ચાહીએ તુજ ગુણુ ગાવા નીતેથીરે;
માજી તુજ ભક્તિ આપો પ્રીતેથી. બ્રહ્માણી.

## દોહરો.

આબલગઢનાં માતજી, બ્રહ્માણી છે નામ;
જુગતબા શોભે ગણા, સેવા કરે તમામ.
નગ્રજનોને ભાવ છે તેમા પરીગમ સેવ,
સેવકો સેવે ગણા ભુલ નહિ લવલેશ.
જુગતંબાના ઠાઠનો કહેતા ના આવે પાર,
કાને કુંડળ શોભતાં, કોટે મુક્તાહાર.
ઓઢી સારી ચુંદડી, જીક તણો ભપકાર,
કંચુકી ઓપે ઘણી, શોભાનો નહિ પાર.

## મનહર છંદ.

શોભે તમે સુભ માજી ભક્ત ઘણા થાય રાજી,
નીત નીત નમુ પાય આવી તુજ દ્વારમાંય;
માત અને તાત તમે ભ્રાત ને વીધાતા તમે,
હાજર રહુ હરનીશ આવી મુજ માઇ કને;
શુ કરૂ વખાણુ થાગ અથાગ અતીસે અમે,
ખરી કરૂ વીનતી મતી અતિ સુધારીને;
બેસું આવી આપ પાસ, ક્રોધ રોસ મારીને,
હેને કરી હુ તો વદું ભક્ત લીયો તારીને;

ચતુરાઇ ચીત અતી હોય ઘણી શુભ મતી,
રહુ આપ કૃપા વીના પામર હુ મુઢમુતી;
દાસ ગણી દુ.ખ ટાળો નજર કરી નીહાળો,
સદા રહું સુખ માંહી એ વાતો કરો વીચારો.

### રાગ વેરાડી.

આરાધુ આબલગઢ વાળી માતને,
બ્રહ્માણી રૂદ્રાણી તારૂં નામજો — આરાધુ
આબલગઢની મધ્યે આપ બીરાજીયા,
સેવક જનના પુરણ કરવા કામજો, — આરાધું
પારે તેડો પુજન કરીએ પ્રીતથી,
દુરબળ જાણી દુર કરો સૌ પાપજો. — આરાધુ.
આવી ધારણુ આપો મારી માવડી,
બાળક જાણી ખેદ ન ધરશો ઉરજો, — આરાધુ,
સુર સનકાદીકને તાર્યા તમે ભાવથી,
દેવોને દુ ખ દેતા માર્યા દૈતજો. — આરાધુ.
વીમળશાએ ભક્તિ કરી અતિ ભાવથી,
ઉતાર્યો માએ તેને ભવ પારજો; — આરાધુ
ગોપે ચારી ગાય માજીની પ્રેમથી,
જુગો જુગમા નીકળ્યું તેનુ નામજો; — આરાધુ.
મારકંડ મુનીને કર ઝાલીને તારીયો,
તેવી રીતે પકડો મારી બાંહ્યજો; — આરાધુ
વારંવાર હું કરૂ તમારી વીનતી,
ગાંડો ઘેલો હૂં છુ તારો બાળજો; — આરાધુ.

સંકટ સમયે સાહ્ય થજો હો માવડી,
બાળક જાણી ખેદ ન ધરશો ઉરજો.

(તું તારા બીરદ સામું જોઇલે સામળીયારે—એ રાગ.)

મા તારી મુરતી સારી, નેહે નીહાળતારે,
પાપીજન પલમા પાવન થા...એરે માજી. મા તારી.
આ જગની અડચણુ ભારી, સદા થાવો સાહ્યકારી;
દુખડાં દીલપરથી નાખો ટા...રીરે માજી. મા તારી.
સુરથનુ સત્ય તપાસી, સહાય તેં કીધીરે;
જગમહી જેનું અવીચળ ના...મુરે માજી. મા તારી.
વીમળનાં વહાણુ તારી, કીધી કેશરી પર સ્વારી.
માહાસુખ કહે મુજને દયો ઉગા...રીરે માજી. મા તારી.

## ભજનો.

(વૈદર્ભી વનમાં વલવલે—એ રાગ.)

માયામા શુ તું મોહી રહ્યો, જીવ લોભી નાદાન,
હાથ આવી બાજી ખોવાને, બેઠો થઇને બેભાન; માયામા.
શું કોલ કરીને તુ આવીયો, પ્રભુ કેરે અવાસ,
ખચીત ભુલી ગયો સર્વદા, પડયો મોહને પાસ; માયામા.
બેભાન થઇને ભુંડી મુવો, કાળા કુંપ મોઝાર,
હે અભીમાની આખર થઇ, હવે પ્રભુ સંભાળ; માયામાં.
ચતુરાઇ તારી રહેશે નહિ, જીવ જાણુ જરૂર,
રત્ન દીપક દેહ મુકશે, જેમ સરીતાનું પુર; માયામાં.
દારા પુત્રને પીતા સહુ, કોઇ નહિ આવે તુજ પાસ,

સર્વ તજીને જશો તમે, એકલા જમ પાસ; માયામાં.
સોરે ઉત્તર તમે આપશો, ધર્મ ઘોર ઘર દ્વાર,
નીસક થઇ નીત નીયમથી, પ્રભુ ભજો નીરધાર. માયામા.

## ( મને ભુલી ગયો છે મારો છેલડોરે—એ રાગ. )

સાહ્ય થાવો સંકટવેળા ભુદરારે, તારા ભક્તતણા કરો કાજ; વ્રજરાજ.
પ્રભુ આવો સંકટવેળા ભુદરારે.
હરણ્યાકશપને નખે વધેરીયોરે, પ્રલ્હાદને કરી સાહ્ય વ્રજ.
મંડલીકને તમોએ ઉગારીયોરે, ભક્ત ધ્રુવની અમર કરી કાય. વ્રજ.
ઘણા ભાવથી વીભીક્ષણે ભક્તિ કરીરે, તેને બનાવ્યો લંકાનો રાય વ્રજ
લજ્યા રાખી પ્રભુ તે પાડવ તણીરે, પ્રંચાળીના પુર્યા તમે ચીર. વ્રજ.
દાદ તુજ સેવકની સાભળીરે, ઉગાર્યા તમે તે સુધનવાય. વ્રજ.
મોરારી મુગટ શીરે ધરીરે, સુદામાના કર્યા તમે કાજ. વ્રજ.
દગો કૌરવે પાડવને ઘણો કર્યોરે, ઉતાર્યો અભિમાન જદુરાય વ્રજ.
રણવીરો અહીં મહીને મારીયારે, ભાવ આણી મંગળ ગુણગાય. વ્રજ.

## તારા મનમાં જાણે કે મરવું નથીરે—એ રાગ.

જીવ જાણતો હશે કે મરવુ નથીરે,
જેમ કાષ્ટને અગ્નિમા બળવુ નથીરે. જીવ.
અલ્યા કોણ અને કયાથી તું આવીયોરે,
સાથે પાચ સાત લાખનો તો લાવીયોરે. જીવ.
પૂર્વ પુન્યથી પ્રભુએ પૈસા આપીયારે,
ઉપયોગ તુ કરી ન શકયો પાપીયારે. જીવ.
પુન્ય મારગે જરાએ નવ પરવર્યોરે,
હાય પૈસો હાય પૈસો કરી રળવર્યોરે. જીવ.

નવ ઇશ્વર ભજન તને ઉકલ્યુરે,
ધાઇ ધુતિને ધન તે ભેળુ કર્યું રે. જીવ
જોને ઉડી ગયા કંઇક અધીપતીરે,
તેની નામ કે નીશાની જડતી નથીરે જીવ
જેઓ મનમા મોટાઇ ધરી માલતારે,
નીર સરીતાની પેઠે થયા ચાલતારે. જીવ.
નામ જેનાં દેશે વિદેશે ચાલતારે,
દીઠા તેઓને મસાણમાહી બાળતારે. જીવ.
મહાસુખલાલની તે શીખ ઉરમાં ધરીરે,
સદા હ્રદયમા રાખો તમે શ્રીહરીરે. જીવ

## રાગ ઉપરનો.

કાયા કમળ જેવી જોને તારી રહી ખીલીરે;
માહી મુસાફરો પાચ તે માન પીલીરે. કાયા કમળ.
કામ ક્રોધ મદલોભ એ ચારે મળ્યારે;
માયા મોહ આસા તૃષ્ણા ભેળા ભળ્યારે. કાયા કમળ.
માહી અવગનની કાળીઓ કપુત છેરે;
તે તો બગાડે છે આઠે સપુતનેરે. કાયા કમળ
કામ ક્રોધને કરે છે રખાળવારે,
કોઈ બોલે તેને દોડે તુ તો મારવારે. કાયા કમળ.
માયા લોભમાં અતાસે તણાઇ મુવોરે.
તોએ લક્ષ કે કરોડપતી નવ થયોરે. કાયા કમળ.
નાણા ઠેલીને દાગીના દાટયા સહીરે.
અહીં છે તે લેજો એમ કહેવ યુ નહિરે. કાયા કમળ.

પાચ તત્વની કાયા તો તારી ઘડીરે,
એક દીન તે પલકમા જાશે બળીરે. કાયા કમળ.

માટે આસા તૃસણા સહુ અળગી કરીરે,
માહાસુખલાલ કહે શરણે રાખો શ્રીહરીરે કાયા કમળ

( તન ખેતર તારૂ પાકયું હુસા લેને તું લણી–એ રાગ. )

તન કુંભારૂપી કાયા તારી જશેરે ફુટી.
માહી મુસાફરો પાચ છે તે મારશે કુટી. તન કુભા

આવરદા દોરી તુતો જાણે છે લામીરે,
પણ પાપ કેરા તાપે જશે તે ટુટી. તન કુભા

કુભારૂપી કાયા તારી કુવામાહ પાસીરે;
નીકરવા ઘર નામ નીકર, જશારે ફુટી. તન કુભા

બાહાર નીકલવા એકે બારી નવ ઉકલે તો,
પ્રીતે આ બુટ્ટીને પીતુ, ઘુટીરે ઘુટી. તન કુંભા.

રામનામ રાસે તુ તો, ધીમે ધીમે તાણુજોરે
તો તો આવો બહાર બધન જશોરે ફુટી. તન કુંભા.

પાપ નહિ લાગે તુને, પ્રભુ સંભાળતારે,
માટે વણ ખરચે લે તુ લુટીરે લુટી, પલમા જશેરે ફુટી. તન કુભા.

માત બ્રહ્માણી સહાએ, મહાસુખ કહે છેરે;
પ્રભુ નામ ફળને લેતુ ચુટીરે ચુટી, ફળ નહિ જશેરે ખુટી.તન કુભા

# જ્ઞાનના ગુટકા.

## ( ગરીબ અને શ્રીમંતનો વાદવિવાદ. )

ગરીબ—પૈસો અને પરીવાર જે વધવા થકી સુખ માનતા,
જર જારની જંજારમાં, પ્રભુ કોણ તે નથી જાણતા.
પૈસો પ્રભુએ આપીયો, ગણી શ્રેષ્ટ જગમા સ્થાપીયો,
ઉપયોગ તેનો નવ કર્યો, જગમા જીવ્યા સીદ પાપીયો.
શ્રીમત—પરભવ તણા પરતાપથી, આ ભવ વીશે હમને મળ્યુ,
તે ખાવુ પીવુ ખુશીથી, બીજુ બધુ જાણે બળ્યુ.
નથી પુન્ય કરવા કાજ પૈસો મેળવ્યો ખરી ખતથી,
વધે લાજને સરે કાજ, સહુ પૈસા તણા પરતાપથી.
ગરીબ—માટે કરો કઈ દાન ધરવા ધ્યાન જગ નાયક તણુ,
આ ભવ મળ્યુ છે આટલુ તો પરભવે મળશે ઘણુ
શ્રીમત—પરણ્યો સુલક્ષણી પ્રેમદા, દીન નીરગમુ સુખમાં સદા,
આનદ અતીસય માનસુ, પાછળ રહી શી આપદા.
ગરીબ—પરણ્યા સુલક્ષણી પ્રેમદા, દીન નીરગમુ સુખમા સદા,
દયા દીલમા લાવ્યા નહિ, જીવતાં મુવા જાણો તદા,
શ્રીમત—મહા મહેનતે ધન મેળવ્યુ, નથી પુન્ય કરવા કારણે,
વધુ હોય જો તુજ ઘર મહીતો, નાખીજા મુજ બારણે.
ગરીબ—અતિ અધર્મે ધન મેળવ્યુ, કઇ ઉદ્યમો ઉધા કરી,
નાણા ધરી સહુ લોકને નીજ સપતી લીધી હરી
શ્રીમંત—હરી સપતી બન્યો શેઠ, પોકયો ઠેઠ માન વધારીતુ,
આ જગ વીશે જશ મેળવી, પીતા તણું કુળ તારીયુ,

ગરીબ—ભલે તારીયુ જે વધારીયુ મન ધારીયુ સુખ માનસુ;
જમડા જુવે તુજ વાટ, દીન પુરા થએ અહી આણસુ.
શ્રીમત—જા જા ભગતની પુછડી, તુ જ્ઞાન શુ દે છે મુને,
માળા જપો ઘરમા જઇ, તેથી પ્રભુ મળશે તુને
ગરીબ—પૈસા તણા મધમા બકે છે, બોલ તુ અભિમાનમા
એક દીન તુજ કાયા બળી, જાશે ખરે શ્મશાનમા
શ્રીમત—માળા ધરી બાવા બની, કંઇ અરણ્યમા ફરતા ફરે;
પ્રભુ તેવો એ દીઠો નહિ, તો તુજને કેમ ના મળે.
ગરીબ—કાયા પડી રહેશે અહીં, ધન માલને મીલકત સહી
નારી પીતા માતા માતા અને, ભ્રાતા વળી ભગની સહી,
પૈસો કદી ના હોય પાસે, જીભમા શુ નુન્ય છે,
મગળ વદે છે મુખ થકી, પરમાર્થં મોટુ પુન્ય છે

## વૈદર્ભી વનમાં વલવલે એ—રાગ

મોહમા શુ તું મોહી રહ્યો, જીવ લોભી નાદાન,
આવો મનુષ્યા દેહ નહિ મળે, કયા ગઇ તાહરી સાન
મોહમા.
નવ માસ રાખ્યો ઉદરમા, જીવ હે તારી માત,
રક્ષા કીધી તવ ઇશ્વરે, ભુલ્યો તુ ખરેખાત મોહમા.
માત તાત તુજ બેનડી, વળી પત્નીને પુત્ર.
તેમાં નહિ આવે સાથે કોઈ, છોડી દે ઘરસુત્ર. મોહમા.
તુજ જીવ લેવા જમ આવશે, લઇ જાશે યમપુર,
તે વખતે સું કહેશો તમે નહિ ચાલે તુજ સુર મોહમા.

માટે ભજો ભજો તમે પ્રીતથી, સાક્ષાત દેવ મોરાર,
હાથે પુન્ય કર્યા થકી, પ્રભુ કરશે ઓદ્ધાર મોહમાં
કામ ક્રોધ મદ લોભને છોડી દેઇ અભીમાન,
વીષયને તમો અળગો કરી, ધરો ઇશ્વર ધ્યાન. મોહમા
વદે મંગલદાસ પ્રીતથી, પ્રભુ થાવો સાહય,
ભક્તી કરૂ તમ ભાવથી, જાલો માહારી બાહ્ય. મોહ

---

# શ્રી અમરનાથ મહાદેવનું ભજન.

---

## રાગ લાવણી.

અમરનાથ મહારાજ મેરે હો દાતા,
રહો પારવતી પરસન જગતકી માતા
શીવરાત્રીકુ મેળા ભરત હે ભારી,
દરશન કરનેકુ આવ તહે નરનારી;
કોઇ અસલ જુગકા દેવલતણી હે સોભા,
ત્યાં ચીત્ર વીચીત્ર મણી થંભ માહી ઉભા.
કોઇ અસલ દેવતાહી કામ ધામ બહુ સારૂ,
રમવાને દુરને જાશો કહુ મન મારૂં;
મે કીયા પ્રેમસે પુજન ભોલ શંકરકા,
ત્યાં ચાવલ ચદન અબીલ ગુલાલ કાબુકા;
આયા હે ઉત્તમ માસ શ્રાવણકી શોભા,
પુજા કરનેકુ બ્રાહ્મણ મડલ ઉભા;

ત્યાં મચી વેદકી ધુન ગગનમાં ગાજે,
તાં સરણાઇ રણતુરડ મરાડકા બાજે;
ત્યા ત્રેત્રીસ કોટી દેવતા પુજનકુ આવે,
ત્યાં નારદ શારદ વીણુ બેણુ બજાવે;
કોશી કોશી દેશશે આવે જોગીશ્વર તાહી,
તેને કીયા તપાસ્યા અમરનાથની માહી,
તેને કીયા સાત અપવાસ જગલકી માંહી
તબ પ્રસન્ન હોકર બોલ્યા શંકર તાંહી,
તેરા હુવા કામ જોઇ ધામ જોગી મતવાલા,
તુમ ઉઠકર યાસે જાવો જોગીશ્વરલાલા;
આ કુણી બનાયા ધામજી શકર સરના,
તેરી અમર કાયા હો ગઇ સ્મરણુ કરના,

સમાપ્ત.

# અગાઉથી આશ્રય આપનારા સદ્‌ગૃહસ્થોનાં નામ.

| | |
|---|---|
| શાહ લીલાચંદ બહેચરદાસ | ૧૬ |
| શાહ મોહનલાલ હરચંદ | ૫ |
| શાહ સોમચંદ બાપુજી | ૧૦ |
| શાહ રણછોડલાલ ગોપાલદાસ ધનસુરા | ૮ |
| શાહ છોટાલાલ જેઠાલાલ - | ૪ |
| શાહ ઓચ્છવલાલ તારાચંદ | ૫ |
| શાહ રણછોડલાલ હરગોવનદાસ | ૫ |
| શાહ મગનલાલ રવચંદ જીતપુર | ૪ |
| શાહ નાંનચંદ મુલચંદ | ૨ |
| શાહ મોતીચંદ અમીચંદ | ૨ |
| શાહ બુધાલાલ મલુકચંદ ધોડાસર | ૫ |
| શાહ કાળીદાસ મલુકચંદ ખેરોલ | ૪ |
| શાહ સોમચંદ જીવાદાસ શીણોલ | ૮ |
| શાહ ભોગીલાલ છગનલાલ જીંડવા | ૪ |
| શાહ દામોદરદાસ જેચંદ " | ૧ |
| શાહ નથુદાસ અમથાલાલ | ૪ |
| શાહ મનસુખલાલ હરગોવનદાસ | ૨ |
| શાહ શંકરલાલ મગનલાલ ચોઈલા | ૧૬ |
| શાહ ભોગીલાલ જેચંદ ચોઈલા | ૪ |
| શાહ કશનદાસ પ્રભુદાસ જીતપુર | ૧ |
| શાહ રાયચંદ પ્રભુદાસ " | ૧ |
| શાહ માણેકચંદ મોતીચંદ લીંબ | ૫ |
| શાહ ચુનીલાલ મહાસુખલાલ | ૫ |

| | |
|---|---|
| કોઠારી મગનલાલ ચુનીલાલ | ૨ |
| શાહ મગનલાલ ભોગીલાલ | ૨ |
| શાહ શંકરલાલ મહાસુખરામ | ૨ |
| ગોર છગનરામ રૂપરામ | ૧૬ |
| જોશી પ્રેમશંકર મોતીરામ | ૮ |
| જોશી દામોદર બહેરરામ | ૨ |
| મોની રતનલાલ બહેચરદાસ | ૬ |
| પટેલ મગનલાલ સવાદાસ | ૪ |
| મોદી મગનલાલ શામળદાસ શાહ | ૫ |
| શાહ અંબાલાલ કાલીદાસ | ૩ |
| શાહ ચુનીલાલ હકમચંદ | ૨ |
| શાહ ધરમચંદ મહાસુખલાલ | ૨ |
| શાહ ઓચ્છવલાલ અંબાલાલ | ૨ |
| શાહ મણીલાલ ગોવીંદલાલ સાદરા | ૨ |
| શાહ રવચંદ હરગોવનદાસ | ૧ |
| શાહ શામળદાસ ગીરધરદાસ | ૧ |
| શાહ મનસુખલાલ લીલાચંદ ધનસુરા | ૪ |
| શાહ ગીરધરલાલ હકમચંદ | ૨ |
| શાહ મનસુખલાલ સાકલચંદ ચાંદરેજ | ૨ |
| જોશી મગનલાલ રૂપરામ વ્યાસ વાસણા | ૪ |

આપ ગૃહસ્થો ગ્રંથકારના આશ્રયસ્થાન છો અને બનતી મદદ આપવા ઉત્સાહ ધરાવો છો જેથી આ ઠેકાણે આપનો આભાર માની આપનુ મુબારક નામ દાખલ કરી કૃતાર્થ થાઉં છુ.

લી. આપનો આભારી,

શા. મંગળદાસ દામોદરદાસ,

( મહીકાંઠા. )—મુ. આંબલીઆરા.